**શ્રી કૃષ્ણાય નમ:**

**શ્રી ગોપીજન વલ્લભાય નમ:**

**શ્રીમદ્ વલ્લભાચાર્ય ચરણ કમલેભ્યો નમ;**

**રથયાત્રા કીર્તન**

રાગ-મલ્હાર

વા પટકી પહેરાન |

કરગહિ ચક્ર ચરણકી ધાવન નહિ, વિસરત વહવાન ||૧||

રથતે ઉતર અવની આતુરવહે, કચરજકી લપટાન ||

માનો સિંહ શૈલતે ઉતર્યો, મહા મત ગજ જાન ||૨||

ધન્ય ગોપાલ મેરો પ્રણ રાખ્યો, ભેટ વેદકી કાન ||

સોઈ અબ સૂર સહાય હમારે, પ્રગટ ભયે હરિ આન ||૩||

અષાઢ સુદ બીજનો દિવસ આપણા હિંદુ ધર્મમાં જેને રથયાત્રા કહેવાય. સમગ્ર હિંદુ સમાજ આ ઉત્સવની યાદ આવતાં જગન્નાથજીની રથયાત્રાનું સ્મરણ થઇ આવે. આ જગન્નાથજી એટલે પૂર્વમાં આવેલા અતિ પ્રાચીન જગદીશ ભગવાનનુ મંદિર જેને જગન્નાથપુરી પુરૂષોત્તમપુરી કહેવાય. ભારત વર્ષમાં ચાર દીશામાં ચાર પુરી પ્રખ્યાત, પશ્ચિમે દ્વારકાપુરી જ્યાં શ્રી દ્વારકાધીશ (રણછોડરાયજી),ઉત્તરમાં બદ્રીનાથજી, દક્ષિણમાં રંગનાથજી, પુર્વમાં જગન્નાથજી. આ જગન્નાથજીમાં દર વર્ષે અષાઢ સુદ બીજના દિવસે જગન્નાથ પ્રભુને રથમાં બિરાજમાન કરી સાથે મ્હોટાભાઈ શ્રી બલદેવજી અને બહેન સુભદ્રાજી ને નગરયાત્રા ભક્તો કરાવે છે. આ પુરૂષોત્તમપુરીમાં શ્રી મહાપ્રભુજી ઘણી વખત પધાર્યા છે. જ્યાં શ્રી મહાપ્રભુજીની બેઠક પણ છે. શ્રી મહાપ્રભુજી બાદ આપશ્રીના જ્યેષ્ઠ લાલ ગોપીનાથજી અને દ્વિતિય લાલ શ્રી વિઠ્ઠલનાથજી (શ્રી ગુસાઈજી) પણ પધાર્યા છે. એક વખતની વાત છે શ્રી ગુસાઈજી મહારાજ જગન્નાથપુરીમાં રથયાત્રાનો ઉત્સવમાં હાજર હતા તે સમયે જગન્નાથજીએ આ ઉત્સવ પુષ્ટિમાર્ગ કરવા વિનંતી કરી ત્યારે શ્રી નવનીતપ્રીયાજીએ આજ્ઞા કરીકે આ રથયાત્રાના દિવસે મને પણ નગરયાત્રા કરાવો ત્યારબાદ ગુસાઈજી મહારાજે અડેલમા નવનીતપ્રીયાજીને રથમાં બિરાજીને નગરયાત્રા કરાવેલી ત્યાર બાદ પુષ્ટિમાર્ગમાં પ્રભુને રથમાં બિરાજીને રથયાત્રા કરાવવામાં આવે છે. પરંતુ પુષ્ટિમાર્ગની પ્રણાલિકા ને ધ્યાનમાં રાખી તિબારીમાજ ફેરવવામાં આવે છે.

આ પ્રસંગને અનુરૂપ કેટલાક કિર્તનો સાહિત્યમાં છે તો ઉપરનું આ રથયાત્રાના કીર્તનનો ભાવાર્થ જોઇએ.

## પ્રથમ વ્રજલીલા પ્રમાણે

વ્રજમાં પ્રભુ બાળગોપાલ સાથે અનેકવિધ લીલાઓ કરે છે. વ્રજમાં પ્રભુ બાળ અને કિશોર સ્વરૂપે એક રાજાના રૂપમાં ગોપબાળકો પ્રભુને દાઉદજી સાથે રથમાં બિરાજીને ગોપબાળકો દ્વારા વહન કરી અલગ અલગ વનમાં ભ્રમણ કરી આનંદ ઉત્સવ મનાવે છે. તે ઉપરાંત વ્રજમાં વજ વનિતાઓ પ્રભુને શ્રી સ્વામનીજી (રાધીકાજી) સાથે પણ રથમાં બિરાજીને અનેક નિકુંજમાં વિહાર કરે છે. આ સર્વે લીલાઓના દર્શન અષ્ટસખાઓએ કરીને વિવિધ કીર્તન સાહિત્ય આપે છે.

આ પ્રમાણે પ્રભુ વ્રજમાં રથમાં બિરાજીને વ્રજવિહાર કરી નંદભવનમાં પાછા આવી પહોંચે છે. આવી પહોંચ્યા બાદ પ્રભુ રથમાંથી ઉતરી રહેલા છે ત્યારે અષ્ટછાપ કવિ સુરદાસજી જે સ્વરૂપના દર્શન કરી ને જે અનુભવે છે તેનુ વર્ણન આ કીર્તન માં કરે છે.

પ્રથમ કડીના શબ્દો જોઈએ. વા- વાયુ, પટકી- પીળું પીતામ્બંર, પહેરાન -પહેરેલુ છે કર ગ્રહી - હાથથી પકડેલો છે. ધાવત નહીં- છોડતા નથી.

પ્રથમ આપણે આ કીર્તન માં સુરદાસજીનો વ્રજલીલાના ભાવથી દર્શન કરીએ. પ્રભુ રથમાં દાઉદજી સાથેનો ભાવ પણ લેવાય અને સ્વામનીજી સાથેનો. ભાવ પણ લઇ શકાય. પ્રથમ કડી માં પ્રભુ રથમાં વ્રજવિહાર કરી નંદભવન પરત પધારી ને રથ ઉપર થી ઉતરી રહ્યા છે તે દરમ્યાન પ્રભુ રથ ઉપર છત્રને એક હાથે પકડીને ઉભા થઇ રહેલા છે, પ્રભુએ પીળું પીતામ્બંર પહેરેલું છે તે હવામાં ફરફર ઊડે છે. વામ હસ્તમાં જે રથનુ છત્ર પકડ્યું છે તે સમજો કે ચક્ર ધારણ કરેલુ હોય. સીધેસીધો અર્થ થાય

બીજો અર્થ ચક્રધારી શ્રી કૃષ્ણ રથમાંથી ઉતરી રહેલા છે જેઓએ રથ ઉપરનો ભાગ વામ હસ્તે પકડેલો છે ત્યારે પીળું પીતામ્બંર હવામાં ફરફર ઉડી રહે છે તે પીતામ્બંર દક્ષિણ હસ્તથી પકડીને કટી ઉપર ધારણ કરે છે જેનો ભાવ એવો છે કે પ્રભુ જેનો હાથ પકડે છે તેનો કદાપિ છોડતાં નથી. જેના દર્શન આપણને શ્રી ગોવર્ધનનાથજીની છબીમાં થાય છે.

બીજી કડીમાં સુરદાસજી બતાવે છે કે શ્રી કૃષ્ણ જે રથમાંથી ઊતરી રહેલાં છે ત્યારે એવી છબીના દર્શન થાય છે કે કોઈ ગજાવર સિંહ મોટા પર્વતની ટોચ ઉપર થી એક મોટા ગજરાજ. જે તળેટીમાં રહેલા હોય છે તે ગજરાજની જાન લેવા ઊતરી રહેલો હોય તેમ શ્રી કૃષ્ણ રથમાં થી ઝડપભેર ઊતરી રહેલા હોય છે. જાણે કે  જે પોતાના ભક્તોને મળવા ઝડપભેર ઉતરે છે

ત્રીજી કડીમાં સુરદાસજી આ કડીમાં પ્રભુ પાસે સુંદર રીતે દીનતાપુર્વક કહે છે કે ધન્ય ગોપાલને છે કે તેને મારા જેવા ભક્તોની પ્રતિજ્ઞા પુરી કરવા વેદની પણ કાની રાખીને મને સહાય કરવા સ્વંય પ્રગટ પધાર્યા. અહી યાદ આવે છે કે જ્યારે સુરદાસજી પ્રસાદ લેવા બેઠા હોય છે ત્યારે કોળીયો ગળામાં અટકે છે ત્યારે સેવક ગોપાલ હાજર ન હોવાથી પ્રભુ સ્વંય ઝારીજીનુ જળ આપવા  પધાર્યા છે. તો સુરદાસજી પોતાને ધન્ય સમજે છે કે તેમને પ્રભુના રથમાંથી ઉતરતા અલૌકિક દર્શન થાય છે.

## બીજો અલૌકિક ભાવ

આ કીર્તનનો બીજો અલૌકિક ભાવ મહાભારતના યુધ્દ્ દરમિયાન સંભવે છે તે જોઈએ.

મહાભારતનું યુધ્દ્ દરમ્યાન અર્જુન અને ભિષ્મ વચ્ચે બાણ યુધ્દ્ ચાલે છે બંને યોધ્ધા એકબીજાને સામસામે ટક્કર આપે છે, કોઈ પાછીપાની કરે તેવા દેખાતા નથી. તે સમયે પ્રભુ વિચાર કરે છે કે હવે મારા ભકતની પ્રતિજ્ઞા પુરી કરવાનો સમય છે. બીજી બાજુ પાંડવ સેનાનો નાશ થઈ રહેલો છે તેથી અર્જુનનો પરાજય નિશ્ર્ચિત થાય તો મારા સખાને આપેલ પ્રતિજ્ઞા પણ તૂટવા સંભવ છે. બંને પક્ષે મારા ભક્તો છે, આ પાંડવો તો મારા કુટુંબીઓ છે તેમને મારા ભરોસે તો આ યુધ્દ્નો આરંભ કર્યો છે. તમનો પરાજય કેમ થવા દેવાય? ભિષ્મદાદા તો મારા ભક્ત છે તેમને આ યુધ્દ્માં મને શસ્ત્ર ઉપડાવીશ તે પ્રતિજ્ઞા લીધેલી છે. તો હવે બંને પ્રતિજ્ઞા પુરી કરવામાં મારી પ્રતિજ્ઞા તોડવામાં કોઇ આપતિ નથી. આમ વિચાર કરી પ્રભુ ઝડપભેર રથમાંથી કુદી પડે છે. ત્યારે પ્રભુનું પીળુ પીતામ્બંર હવામાં લહેરાય છે. " વા પટકી પહેરાન" "રથતે ઉતર અવની આતુર વહે કચરજ કી. લપટાન' આ સમયે પ્રભુ એવા શોભી રહેલા છે કે જાણે કોઇ ભયાનક સિંહ પર્વત ઉપર થી ઉતરીને નીચે જતો કોઇ મહાન હાથીને પકડવા જઈ રહ્યો હોય. " માનો સિંહ શૈલતે ઉતર્યો, મહામતગજ જાન"

હવે જ્યારે પ્રભુ યુધ્દ્માં કોઈ શસ્ત્ર લેવાનું નથી તેથી યુધ્દ્ના મેદાનમાં પડેલું રથનું પૈડું ઉપાડે છે ત્યાં ભિષ્મદાદા દર્શન કરે છે કે પ્રભુએ જાણે કે સુદર્શન ચક્ર ધારણ કરીને પોતાના તરફ ધસી આવે છે." કરગહિ ચક્ર ચરણકી ધાવત નહિ,વિસરત વહવાન ||"  આ દર્શન કરતાં ભિષ્મદાદા પોતાના મનમાં વિચાર કરે છે કે મારા પ્રભુ ગોપાલ તમે વેદની પણ મર્યાદા રાખીને મારુ વચન સત્ય કરવા હાથમાં ચક્ર જેવું લાગતું રથનું પૈડું લઇને મારા તરફ ધસી આવ્યા ધન્ય છે ગોપાલ ને કે મારા જેવા ભક્તને વશ છે "ધન્ય ગોપાલ મેરો પ્રણ રાખ્યો, ભેટ વેદકી કાન". આ વખતે સુરદાસજી હાજર નહોતા પણ તેવા દર્શન તેમને પણ થાય છે તેથી કહે છે કે આ પ્રગટ પુરૂષોત્તમ સ્વરૂપના દર્શન મારા ગુરુ શ્રી મહાપ્રભુજીની સહાયથી થાય છે. "સોઈ અબ સૂર સહાય હમારે પ્રગટ ભયે હરિ આન"

હેમેન્દ્ર શાહ

Charlotte